શ્રી શ્રીઠુલનાથ પ્રસન્ન,

## શીયળવતી સતી યોગીની

# ચંદ્રકાન્તા

નાટકના ગાયનો.



શ્રી વીઠુલ કુંપનીને માટે

શ્રી પૂજ્યા ગુરૂ શ્રેષ્ટ રામકૃષ્ણ શ્રીધરની

કૃપાથી મે૦ માણેકા નંદની વતી

બનાવી તૈયાર કરનાર

ભગવાનદાસ નારણદાસ

ઠે૦ ઓરપાડ.





ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ—સુરત.

કાર્તીક શુક્લ ૧૫ સવત ૧૯૬૬

કીમત બે આના.

# શ્રી વીઠ્ઠલ.

## મુખ્ય પાત્રોનાં નામ.

| પુરૂષ પાત્રો. | સ્ત્રી પાત્રો. |
|---|---|
| સુત્રધાર | નટી |
| રાજા ચૈચતસીંહ | વારંગના |
| રાજ્ય મંડળ | વસંતીકા |
| કૃષ્ણ સાસ્ત્રી | સુમતી |
| બાળ | ચંદ્રકાન્તા |
| રાજા રણુજીતસીંહ | કમળાગવરી |
| વીરેંદ્ર | ચંદ્રીકા |
| શીકારી | ગુણસુંદરી |
| રામપુરનો રાજા | તીલોત્તમા |
| જયસીંહ વીગેરે વીગેરે | પ્રેમદત્તી વીગેરે |



આનંદે કરી આરતી, રામ નામ બલ જાઉં
લક્ષમણજી થી વધાવીને, સૈયળ સુખ ગુણ ગાઉં

કર્તા
મ. ના. ગાંધી

# શ્રી વીઠ્ઠલ

॥ સ્તુતી ॥

સર્વ પાત્રો. ૧

જય જગપતી વીઠ્ઠલ વર દે રે.
ચરણ શરણ કરૂ સ્મરણ તમારૂ.
પાપો કાપો આપો આ, આ, આ, આ–અક્ષય સુખ ॥ જય ॥ ધ્રૂ
રૂક્ષ્મણી પતી અતી દયો સુમતી કૃતી
નવીન ભજવવા ભવજળ તરવા.
દુખ હરીએ સુખ કરીએ ઉર ધરીએ હમો સ્મરીએ.
અજ્ઞ બાળકોની આસ પુર્ણ તું કરે
સાનીધ, નીધપ, ધપમ, પમગ, મગરી, ગરી નીસા,
ધીત્તા કીડાંન્ ધા. ધીત્તા કીડાંન્ ધા. ધીત્તા કીડાંન્ ॥ જય

મા. હ. દે.

સુત્રધાર— ૨

પ્યારી નવલ નાટય નવરંગ
મનો રમાને મનહર સદબોધ.
દેવા મન્ન ઉમંગ ॥ પ્યારી ॥ ધ્રૂ

સુશીળ શીયળ વૃત સાચવવાથી. પદ પામે ઉત્તમ ॥

નટી— ભકતી ભજવવા શીયળ સીખવવા

હાજર છઉ તમ સંગ ॥ પ્યારી ॥ ૧

સુત્રધાર ૩

કાશી પુરી પુણ્ય ધામ, ચંદ્રકાન્તા નારી નામ

સાચવ્યું શીયળદામ પ્રાણની પ્રમાણે ॥ કાશી ॥ ધૃ ॥

કષ્ટ વેઠી કાયે આપ, પતીનો નીવાર્યો તાપ.

પતી વ્રતનો પ્રતાપ, દાખવ્યો સૂટાણે ॥ કાશી ॥ ૧

નટી ૪

બાળા જન્મી ખરી કયારે,

શદા શૈયળ પાળે ત્યારે ॥ બાળા ॥ ધૃ ॥

કષ્ટ પડે કદી કાયાયે કૌટીક

પતીની પ્રીતીની માંહે, અલગ કદી ન થાયે

વીપત વીસારે, નહી ધારે લગારે વીચારે ॥ બાળા ॥૧

સુત્રધાર ૫

છે શીયળ તણી ગતી ન્યારી

મણી માણીક મુકતાફળ કરતાં

અધીક અમુલીક ભારી ॥ છે શીયળ ॥ ધૃ ॥

શીયળ પ્રતાપે વંદાવેલી મોહન મુગટ બીરાજે

અનુસુયા ઉછરંગે રમીયા ત્રીપુટી બાળ બીહારી

॥ છે શીયળ ૧ ॥

વારાંગના— ૬

હારાદીમ, હારાદીમ, હારાદીમ, હારાદ્રે
હારાદીમ, હારાદીમ, ઘુમ છનનનન ।। હારા ધ્રૂ ।।
ધાધા કીડ કીડ ગીન્ના, ધાધા કીડકીડ ગીન્ના
તાતા તક્ તક્ તુથાં, તક્ તક્ તક્ થીન્ના ।। હારા ।। ૧

વારાંગના— ૭

સૈયાં પરૂ તોરે પૈયાં. જીગરીયાં સે
નવાજું નુર શાકું ચુનરીયાં સે ।। સૈયાં ।। ધ્રૂ ।
મુજ દીદારકી દોલતસે, આફતાબ શરમાયગા
લઝ્જત લયનેકી મઝાહ, પર પીછે પસ્તાયગા
ખાનેકી ખૂબીકા ખ્યાલ, ખાવીંદ કોહી આયગા
આયગા અરૂ પાયગા, વોહી જીગરસે જાયગા
સમજ સમજ કર, સુખ્ર પકરકે
માફ મંગો સ્યાફ સુ નરીયાંસે ।। સૈયાં ।। ૧

રાજ્ય મંડળ— ૮

પામો સુખને શાંન્તીરે, સુખને શાંન્તીરે ।। પામો ।। ધ્રૂ ।।
રીધ સીધને વળી બહુ બીધ લછમી
પામો વામો દુખના નીધીરે ।। દુખના ।। પામો ।। ૧
અન તન ધન સુ તરીયા ને તોરીંગ
વાધો લાધો બહુધા બીધીરે ।। બહુધા ।। પામો ।। ૨

સુમતી—

૯

બેની બેને જવાહીર ઝગમગતી
ઝગમગતી તેગી તગતગતી ॥ બેની ॥ ધ્રુ ૫

સારો એનો અતી અમુલી પતીવ્રતાનો ટેકરે
સઘળી સરખી સાહેલીમાં શીયળવંતી એ એકરે ॥ બેની ॥ ૧
એધાણી એ અંતર વીસે ધરવા રૂડી રીતેરે
શીખામણુ આપેછે સાચી ભાભી તને બહુ પ્રીતેરે ॥ બેની ॥ ૨

ચંદ્રકાન્તા તથા સાહેલી— ૧૦

કાશી વીશ્વેશ્વર નાથ. કાશી વીશ્વેશ્વર નાથ
આપો આશિષ અબળા સાથને
રહીએ સદા સાસરવાસ (૨)
વા લાં ની સહીએ સારી વાતને ॥ કાશી વી ॥ ધ્રુ ॥
નાવે કલંક કૂડું કુળમાં ( હારે નાવે )
ભાવે ભાક્તિ ભલી ઉરમાં—દયો બાળા સાથને

સાખી

ચાહે ચતુરા ચીત વીસે ચતુર પણાની ચાલ
સંગ્રી સારા સદ્દગુણો માણે બે મુલ માલ
પતી તણી પ્રીત માંહે બની મદમાતી
શંભાળી શીયળ સાચુ રહે રંગ રાતી

સાખી

નારીના નવ સદગુણો નારીની નવ રીત
શીર શાટે સંભાળવા દેશો વીર અજીત.

અજીત આપોરે શકતી ઘર શંભુ અજીત આપોરે
દુખડાં કાપોરે શકતી ઘર શંભુ દુખડાં કાપોરે
સતી શીયળની મનહર સુંદર ટેક પળાયોરે

સાખી

તમ પ્રતાપે પાર્વતીમાં પ્રમદાનું પ્રતીવૃત
રહે અખંડીત સર્વદા સીતા મંદા વૃત ॥ કાશી વી ॥ ૧

સુમતી— ૧૧

જુગ જુગ બાળ જીવોરે શુભ શુભ કુળ દીવોરે
ભલા બહુ જાજો નાશીરે ચીરણુજીવ નૃપ કાશીરે ॥જુગ॥ ધ્રુ॥
અ મ ર કીર્તી કસ્તુરી સમ બ્હેકે
ચ મ ર છત્ર શીરપર સુંદીર લ્હેકે
ધ્રુવપદ પ્રમાણુરે (૨)
શશી સમ તાહારી શીત્તળ કાયા રહેજો ॥જુગ॥ ૧

બાળ— ૧૨

વા વા વ્હાલી મારા મનડાની માની—
છાની રીસાણી શા માટ ॥ વા વા ॥ ધ્રૂ ॥
રંગીલી રસીલી તુને તનમન જાણું
હર્સ વદન વીણ દરશે છાનુ છાનુ
ગુલ રંગી મારી વા વા કુળ સંગી શાણી થાથા
ઠમકાળી ચમકાળી ઘમકાળીરે વાહાલી ॥ વા વા ॥ ૧
નમેરી થઇ કેમ ભાન ભુલાવે

ગુણીયલ ગોરી પતી પાસમાં આવે
દીલ રંગે રીઝાવે (૨)
ઉરમાય સુખ થાય દુખ જાય જો મનાય ॥ વાલા ॥ ૨.

ચંદ્રકાન્તા ૧૩

પ્યારા પીયું શાંભળો (૨)
તમવીણું બળહીણ રહુ તનમા ॥ પ્યારા ॥ ધ્રુ ॥
તજી જાવો પલવાર પતી પ્રીય
જુગ સમ મુજ મન માણું ॥ પ્યારા ॥ ૧
બાળ—પ્યારી પ્રીયા માનસો તમ વીણુ બળહીણુ રહુ તનમાં
॥ પ્યારી ॥૯
શશી વદની મુને અધીક તુજથી અંતરનું શું જાણું
॥ પ્યારી ॥ ૨ ॥
ચંદ્રકાન્તા—ચંદ્ર ફરે જેમ ચાહરણી સહ
ફરો લઇ સંગ હારા ॥ પ્યારી પીયુ ॥ ૩ ॥
બાળ—ચકોર ચીતમાં ચહે ચંદ્રને
રમણુ ભમણુ મન મ્હારા ॥ પ્યારી પ્રીયા ॥ ૪ ॥
ચંદ્રકાન્તા—પોયણુ વીકાશે ચંદ્ર પ્રકાશે
તમ દર્શનથી હારા ॥ પ્યારા પીયું ॥ ૫ ॥
બાળ—રજા દીઓ હવે રમણુ રસીલી
ચંદ્રકાન્તા—વળજો વહેલા પ્યારા ॥ પ્યારા પીયું ॥ ૬ ॥

૨૭૪૧



રાજા— ૧૪

સુરા મારા સામંતો વાહુ પીઠના હેસો રણુની માય

મારોમાર કાઢો બાર પકડી લાવો, અરીને હ્યાંય ।। સુરા ।। ધ્રુ ।।

રીદ્ધી સીદ્ધી લૂંટી લઇ બાળ કાળને પકડો જઈ

ઝેબ પમાડો હાટી દઇ ફરી ન આવે સ્હામો થઈ ।। સુરા ।। ૧

વીરેંદ્ર—રાજેંદ્ર સું એમ વદોછો ઉગે પશ્ચીમ જો કદી સુર

વાહાર ધાય યાદ વરાય તો પણુ પકડી લાવું હ્યાંય

મુજ પંઝેથી પાછો થાય વીર ઇંદ્રનું નામજ જાય

એકોતેર પેઢી લજવાય જણુતી મારી ઝાખી થાય

।। રાજેંદ્ર ।। ૨

ચંદ્રકાન્તા તથા સાહેલીઓ-૧૫

બેની જો બાગ માંય દાડીમ દરાક્ષ રાય

ચંપા ચંપેલી જાય ઝહુકી રહ્યાં ।। ધ્રુ ।।

નમી નમીને જોને પુષ્પથી વધાવે

વીરહે વ્યાકુળ વેલી પીયુને બોલાવે

ઘેલી બનેલી પેલી ભેટવાને આવે

ખશી ખશી જાય વ્હાલો બાથમા ન આવે

થાકી સર્વ તાકી તાણે તીર ।। બેની ।।

સાખી.

મંદમંદ સુડંમ ઉડે અતી શીત્તળ વાયુ વાય

ત્રીવીધ તાપ તનના હરે રતિ પતિ મન મલકાય

કળી કરમાય છે મૂળ મરડાય છે
વેલી વીખરાય વાય વાયથી
શરમાયલી શાણીઓ રાનની રાણીઓ
ગાંડી ઘેલી ગાન ઉચ્ચારતી
ભ્રમર ભું ભુણુ ભુણુ ગુંજારે ગુણુ ગુણુ
કળી કરમાય છે મુળ મરડાય છે. ॥૧॥

૧૬

વીરેંદ્ર—થાવો તમે તૈયાર જઈને જીતો સઘળું રાજ
લશ્કર—હુટ કરી મારી હઠાવો વાળો સહુને વાજ ॥ થાવો
લુટી ઝુંટી માલ ખજાનો કાઢો કુડો કાટ (૨)
વીરેંદ્ર—લાવો, તાણી, રાજા, રાણી
લશ્કર—અસ્ત્ર સસ્ત્ર સર્વ સજીને રોકો રાણી વાસ ॥થાઓ॥૧

છડીદાર—

૧૭

દળ આવ્યું માહા દળ આવ્યું રાજાજી રાતે દળ આવ્યું રે
પરવણીએ દધી પુર આવે જેમ ચઢીને આવ્યું પુર મહીરે
નગ્ર સમગ્ર વીગ્રહ ભીતીમાં વાળો વહેલો જઇ અગ્ર ધસીરે
॥ દળ ॥
સુરવીર રણુવીર શારથી ભારથી સાથે સિધારી વિડારો
અરીરે ॥ દળ ॥

પ્રજાજનો—

૧૮

રાજાજી લશ્કર તસ્કર પેઠે ચઢી આવ્યું રે ॥
પ્રજા સહુ પીડાયેરે ન્હાસો ન્હાસો થાયેરે

શરદારો જે સુરા સુધ્ધ કળામા પુરા
લઇ સામા જઈ પાળો પ્રજા ફાન્યુ રે ॥ રાજાજી

ચૈયતસીંહ— ૧૯.

સુરા સૌ જન પુરા નોતન યુદ્ધ કળા પ્રવીણુ
લશ્કર— મારો કાપો ત્રાડો હેને નબાળા છે બળહીણુ
॥ સુ ॥ ધ્રુ
ચયતસિંહ- ધસીને દોડો ગરદન મોડો સુકન સીદ્ધ મળેછે
પીત્રુ તમારા સ્વર્ગ વીસેથી જયજય વાણી
વદે છે ॥ સુ ॥ ૧
લશ્કર— વાડો કાપો શીક્ષા આપો ફરી ન આવે હ્યાંય
ગોંધી રોંધી કાઢો એને જંગલના જુથ માંય
॥ સુ ॥ ૨

ચંદ્રકાંન્તા— ૨૦

નાવલ રંગી રીસાણા શા માટે
રીસાણા શા માટે (૨) ॥ ધ્રુ ॥
નથી કંઈ ચુક કીધી નથી કંઈ પુઠ લીધી
વીના વાંકે હાસી સંગ રૂશણે રૂસાઈ રહ્યા ॥ નવલ ॥
પ્રેમીલા રહેમીલા રંગીલા લાલ
તારી પ્રેમી પ્રીતલડીપર વારૂ લાલ લાલ
ના—થ—રે .... .... .... .... ॥ નવલ ॥ ૧

બાળ — ૨૧

અરે કમજાત થઈ રળીઆત કરી નીચ વાત બતાવે જાત
મામ મુકીને અરે કહી નરવીર તન્ન નમુ નહી મન્નં
સત્ય વચન કરૂ છું કથન્ન
વાંમે થવાનો ટેક જીવ જતાં તો છેક
ના છોડું રે ચોળું ચાંચડ પેરેજ તુ ॥ અરે ॥

વીરેંદ્ર—રે બમંન થઈ બંધન વદે વચન બીક નીચ તન
શેર સમીપ શીયાળ શશુક
મુકી કુલીન સંતાડે વદન થઈને મગન ભાગે આવે વન
(બાળ) મુકી મોટી દોટ મરડી પકડે કોટ
ત્યમ ચાલ શીર છત્ર તોડીશ તારૂંજ હું ॥ રે ॥



# અંક ૨ જો

ચંદ્રકાન્તા— : ૨૨

પ્રાણ પતીની વીપતી ખટકે
મ્હેન નહી મને રેન વીતે જરી
મનડું મારૂં અટકે ॥ પ્રાણ ॥ ટેક ॥
કાળા ગ્રહમાં પતી હ્હાલી
શું મ્હાણું હું લટકે મટકે ॥ પ્રાણ ॥ ૧
ખટરસ ભોજન હું ખાણું ને
વ્હાલો વીપતે લટકે ॥ પ્રાણ ॥ ૨
ઉત્તમ યુક્તિ રચું ત્યાં જઈને
પ્રાણ પતીને ચટકે ॥ પ્રાણ ॥ ૩
આજ્ઞા આપો વિલંબ ના કરશો
છોડાવું જઈ છટકે ॥ પ્રાણ ॥ ૪

ચંદ્રકાન્તા— ૨૩

પ્રભુજી તમે નોધારાના આધાર
નોધારાના આધાર ॥ પ્રભુ ॥ ટેક
ગજને માટે ગરૂડ ચઢી ચાલ્યા
લાગ્યુ ના લીગી વાર ॥ પ્રભુ ॥ ૧

નવશો નવાણું ચીરજ પુર્યાં
દુષ્ટ શભા મોંઝાર ॥ પ્રભુ ॥ ૨
ગુણ ગુણકાનો ઉરમાં ના લીધો
(લીધો) સ્વર્ગ સદન અધીકાર ॥ પ્રભુ ॥ ૩

આળ ૨૪

તારૂં બીરદ જોતાં જાય, શંભુ હાથ શાને સ્હાય ના કરે
રેકાં ઉરમાં ગમે દુષ્ટ દમે સું નિરખે નાજરે ॥ તારૂ ॥
અજમેલ ગુણકા તારી તારી અહલ્યા નાંરી
ગજની વહારે ગોવિંદ ધાયા, કરી ગરૂડે સ્વારી
મૂઢમતિ અતી સતાવે જાણી ટેક ધારી
ભારી ભીડ પીડ તેથી મારી મુકિત તું કરે ॥ તારૂ ॥૧

કૃષ્ણ સાક્ષી ૨૫

સાથ સમૂહ વીણ તુંથી ના જવાય.
વીકટ વાટ તેથી કષ્ટ ના સેહેવાય
અબળા જાતીને પાતીવૃત માંહે
તરૂણ બાળ તેથી આળ બહુ થાએ થાયે. ॥ ૧ ॥

સુમતી— ૨૬

મારી ચંદ્રચકોરી ગુણીયલ ગોરી જાવા ના દેવાય
મારી નાજુગ વેલી કરમાય વહેલી દુખડાંના સહેવાય ॥ મારી
વાટ ઘાટનો મારગ વસમો, અબળાનું નહી કામ
ના જવાયને લાજ જાય તો, ડુબે કુળનું નામ ॥ મારી ॥ ૧

ચંદ્રકાન્તા—

મારાં સજ્જન શાશુ પાડોના આંસુ ધૈર્ય ધરો મનમાંય
જે જંગલ વાસું સંભાળી ખાસું શીયળ લાવું તન હાંય
॥ મારા ॥

શીયળ શમોવડ વસ્ત્ર નહીને, શીયળ સમોવડ સુખ
શીયળ તણો છે સાચવનારો વીશ્વેશ્વર ત્રીમુખ ॥મારા॥

સુમતી—બાળ ગયોને તું જાયે તો હમને કો આધાર
હું અંધ તણી તું લાકડી નહી અળગી કરૂ પળવાર
॥ મારી ॥

ચંદ્રકાન્તા—પ્રયત્ન વીના પાગળું પ્રાલબ્ધ કરીએ જો કદીવ્હાર
ગાજે વીશંભર માથે મોટો, નોધારો નોધાર ॥ મારાં

કૃષ્ણ શાસ્ત્રી— ૨૭

ઇચ્છા ત્હારી હેવી છે તો, સીધાવ સુકન નીહાળી
કાશી વીશ્વેશ્વર કલ્યાંણ કરશે, મળશે આનંદ હેલી.
વળજે તું વેહેલી, મમ તન પ્રાણ તણી વેલી.

ચંદ્રકાન્તા—

મમ સુભ ચીંત્તક કુળ નીમીત્તક, શીયળ શંભાળી સાચું
પતીને છોડાવું શતીત્વ સંભાળુ, જગદીશ્વરથી જાચું
પુરે આશ પ્રભુ, દયાળુ શીવ શંકર વિભુ

ચંદ્રકાન્તા— ૨૮

કૃપાનીધી કરી વાહાર ઉગાર, આવાર, આ બાળ
પ્રાર્થના પ્રભુ કરી વીનવું શ્રી વિભુ ॥ કૃપા ॥ ॥ધ॥

સાખી.

કસાઈ કૂથળથી ફરે, ધર્મી વેરે ધાડ
ઉલટ પ્રવાહ પ્રસરી રહ્યા, તે વ્હારે ચડી બેટાડ
હે નાથ જોડી હાથ હું અનાથ શરણે તાહરે ॥ કૃપા ॥ ૧

સાખી.

કર્યાં કામ અનેકનાં ને ધર્યાં જુજવાં રૂપ
શંતાઈ સુતો શું શામળા જાગી જો નર નૃપ
નહી ઘટે તને સુખ સ્હેલ આ સમે
ધાઇ આવી લો બચાવી દુષ્ટ ના દમે ॥ કૃપા ॥ ૨

વસંતીકા ૨૯

પત્ર પાઠવજે બેનડી વળજે બેલથી વહેલાં
શ્રી પતિને સંભારજે બનસો દુખથીનાં ઘહેલાં ॥ પત્ર ॥
વાટે વીઘન આવે ઘણાં માટે સંગે સચંરશો
દુખ પુઠે સુખ આવશે. હૈયે ધીરજ ધરશો ॥ પત્ર ॥૨

ચંદ્રકાન્તા—

વડી વીવેકી વસંતીકા, મારા દુખનીરે હાંમી
પ્રીત પનોતી પ્રેમથી, સદા રાખજે જામી ॥ વડી ॥
વખત વહી જાયે ઘણું, ત્યારે ઘર ભણી જઈને
સઘ વડીલને સંતોષજે ધારણુ ધીરજ દઈને ॥ વડી ॥

વસંતીકા—

ભીડ પડે કદી ભારી તો ભીડ ભંજન ભજજે
તરછોડે કદી તરકડા ત્યારે તામસ તજજે ॥ પત્ર ॥

ચંદ્રકાન્તા—

સીખામણ સાચી સર્વથા શંગે શંથવા જહેવી
ઉપકાર અધીકો તાહેરો વાળીશ ક્યારે હું બેની
॥ વડી ॥

ચંદ્રકાન્તા 30

રોળાણો રાવણ સીતા સ્વરૂપે
દેવી દ્રૌપતીથી કૌરવ કુળ ॥ રોળા ॥ ધૃ ॥
રેણુકારૂપે કુબુધ્ધિ ભરાવી
એકવીશવાર નક્ષત્રી પ્રુથ્વી કરાવી ॥ રોળા ॥ ૧
કીચ્ચકઆદી વીરોને અબળાએ હરીયા.
સૂરાપુરા શાંમતો મહીલાથી મરીયા ॥રોળા॥ ૨

ચંદ્રકાન્તા— 31

અરે નીર્લજ છેક શીદને સતાવે.
વાહારક થઇ કુડી દ્રષ્ટી ચલાવે ॥ અરે ॥
નીરાધાર હું નારી નીહાળી
નફટ થઇ વટ મ્હારો મુકાવે ॥અરે॥ ૧
શેર થકી લમશેરે મુકાવી
કેર કરે દાતા થઈ હાવે ॥ અરે ॥ ૨

શીકારી— 32

વદે શું વદે શું વચન મુખથી કુર કુર કુર
જાણે શું માણે શું મનથી મારૂં સૂર સૂર સૂર

વીણુ વીચાર, વહે અસાર, તેથી લગાર, છુટે ન નાર
માનીને મનથી જાની થા તનથી માનીતી મશહુર હુર ાાવહેાા
હાર આપુ નવ હાર આપુ દુખ દોહેલાં કાપુ માન
શાણી થા, રાણી થા, માની જા, માની જા. ાાવચનાા

ચંદ્રકાન્તા—

ખસ ખસ દૂર દૂર ઝટ ન્હાસ અહીંથી ક્રુર (૩)

મુશાફરો— ૩૩

સંપત્ત વીપત સર્વથા પુર્વ પુણ્યથી આવે
લખ્યા વીધીએ લેખ તે તો નહી મીથ્યા થાયે ાાસંપાા ધૃાા
સુખ મળે જો સો ઘણું તેથી રાજી ના થઇએ
દુખ આવે કદી દોહેલુરે નહી મુંઝાઇ જઇએ ાાસંપતાા ૧ાા
આપત્તી આવે ઘણી ધીર ધરીને રહીએ
ભગવત નામના જાપથી તાપ ત્રીવીધ સહીએ ાાસંપતાા ૨ાા

ચંદ્રકાન્તા— ૩૪

ધીક ધીક નીચ નજર શું કરો તમો આ હાવી
પાળક પીતા થઇ લજા નહી આવી ાા ધીક ાા ધૃ
પુરવે કીધાં સદ્ કુત્ય તેથી થયા પૃથ્વી પત્ય.
કૂડાં કર્મો કરી નર્ક માગો હવે ભાવી ાા ધીકાા ૧
રાજધર્મ નણી રીતી છોડૂ જેહવી રાખો પ્રીતી
કરો નહી અરે અનીતી રંક પ્રત્યે હાવી ાા ધીક ાા ૨

પર પુરૂષને હાથે પૂત્ર તે ચલાવે હાવું સૂત્ર
વીચારીને વળો પાછા લજ્યા મને લાવી ।। ધીક ।। ૩

ચંદ્રકાન્તા— ૩૫

હું અભાગી થાકી પાકી આવી કયાં અરે
ભીડ ભારી આવી લાગી રે ખરે ખરે ।। હું ।। ધ્રૂ
આ કુલટા કુડી ફંદથી, ફશાઈ રે હરે
ગજ ગ્રાહ પેરે પ્રભુ મારો, છૂટકો તું કરે ।। હું ।। ૧

રાજા— ૩૬

અરે નાદાન બની મસ્તાન કથીને જ્ઞાન કહે હેવાન.
મુકાવી માન ચુકાવી તાન ભુલાવી ભાન કરૂ હેરાન,
સું શમજાવે સત્ય કથી
રે નારી ધુતારી જોઉ હવે જાય તું ક્યાં ।। અરે

ભીલીયા ૩૭

માયાથી મદાંધ થઈ મોહનને જાણ્યા નહી
ફોગટ ફંદમાં ફસાઈઆયુસ એળે ગયુ વહી ।।માયા।। ધ્રૂ
રળી રળી રીધ મેળવી ભંડાર ભર્યાં છે અતી.
ખાધું ન ખરચ્યું હાથથી ગયા આવ્યા તેવા સહી।।માયા।।
અમાપ તાપ ને ઊતાપથી બળું છું રે ખરે ૧
તારહાવે તું પ્રભુ ના ભૂલું ક્ષણે ક્ષણે ।।માયા।।૨

નાથ ૩૮

કરશંગત સંતનકી ભય ટળવા ।। ધ્રુ ।।
સંત માર્ગ સીધો બતાવે નીત હરીની ચર્ચા ચલાવે

પ્રીતે ગોવીંદના ગુણુ ગાવે ભક્તીની મુક્તી બતાવે
ચીત્ત ચોર ચપળ ચડે ચાળવા પ્રભુ મળવા ।। કર ।। ૧
પ્રભુ પ્રત્યે ધરવાં પ્રીતી સુભ યોગ સાધનની રીતી
બતલાવે જર વીણુ જીતી નહી કરે કદી અનીતી
આ દેહુ ગળે દે ગળવા પ્રભુ મળવા ।। કર ।। ૨
ઉંધે મસ્તકે તપ કરવા દ્રઢ આશન નહી દે ચળવા.
ધ્યાન ધરણી ધરવું ધરવા નહી કરે પરીની પરવા.
દશ ઇંદ્રી કરે જર જરવા પ્રભુ મળવા ।। કર ।। ૩

**દ્વીતીય અંક સમાપ્ત.**

# અંક ૩ જો.



ચંદ્રકાન્તા ૩૯

નીશિશ ફરે નીશ વીણુ ઉદાશી
દીન દશાએ નીસ્તેજન પ્રકાશી ॥ નીશિશ ॥ ધ્રૂ

ત્યમ ફરૂ હું વાહાલા વીયોગે
ચાતકની સમ પ્યાશી પ્યાશી ॥ નીશિશ ॥ ૧
ટીટોડી સમ પીયું પીયું તરસી
જાપ જપુ મન પ્રાણુની પ્યાશી ॥ નીશિશ ॥ ૨

ચંદ્રકાંન્તા ૪૦

વાહાલા વીજોગે હું જોગન બની
જોગણુ બની વીજોગણુ બની રે ॥ વાહા ॥ ધ્રૂ
નાથ નામનો જાપ જપું તોએ
આશ ફ઼ળીનાં નીરાશ બની રે ॥ વાહા ॥ ૧

જયસીંહ ૪૧

શ્રીયોગીની કૃપાળ દુખ દળ યાખિ વ્યાખી હારણી

તનમન રંજન સુખ ભંજન દુખ ખંજન કારણી
॥ શ્રીયોગી ॥

ખરી ખંત રાખી ઉગ્ર ફાકી શીઘ્રઆપી તારણી
તેથી કરી કાંન્તી ફરી કાંન્તા તણી ચીંતામણી ॥ શ્રી
મમગ્રહ આવી છે હલાવી લો બચાવી છુંરણી
ઉપકાર ભારી સારમાની કરૂ સેવા મન ધારણી
॥ શ્રી યોગી ॥

જયસીહ— ૪૨

કીધી કૃપા ભારી, રે માતાજી તમે. કીધી
જીર્ણ જવર ઝટપટ દુર કરી
ભારી માહારી ચિન્ત ચીંતા ટારી ॥ કીધી ॥ ધ્રુ ॥
આપે કર્યો ઉપકાર અતીસે
ભાગીકરો ફરમાન દઇ, કાંઇ કામ કહી ॥કીધી॥ ૧

ચંદ્રકાન્તા— ૪૩

મારા પ્રેમી પીયુજી જુવોને જાગી આમ
સું સુખેથી સુઇ રહ્યા
માફી માગુ અને ચરણે લાગું હવે.
નાથ નીહાળો નેહથી આજ ॥ પ્રેમી ॥ ધ્રુ ॥
પ્રાણ વલ્લભ પ્રતીતમાટ કથીકથાવી લીધો મેં વાટ.
ભાળો ન્યાળો લખલખાટ, મનનીમાની ચંદ્રકાંન્ત ॥પ્રેમી

ચાળ— ૪૪

ધન્ય ધન્ય તું નાર શીયળ સાચું સંભાળ્યું
ધન્ય ધન્ય તું નાર દુખ દળ પાછું વાળ્યું
ધન્ય ધન્ય તું નાર કુળની કીર્તી વધારી
ધન્ય ધન્ય તું નાર ગઈ ના હીમત હારી
પતીપ્રેમ દર્શાવવા મતી ઊત્તમ તેં આદરી
ધન્ય ધન્યરે ભામની પુર્વ પુણ્ય મુજને મળી ॥

ચંદ્રકાન્તા—

ધન્ય પતી પરમેશ, ભવ ભય ટાળનહારા
ધન્ય પતી પરમેશ, ગઈ ના વીશરી દારા
ધન્ય પતી પરમેશ, વાસ કોટડીએ કીધો
ધન્ય પતી પરમેશ, નહી પર પ્રેમજ પીધો
પતી પ્રેમને કારણે, દાસી થઈ ભવભવ ભમું
માગુ કરગરી એટલું, સર્વ કાળ સાથે રમું ॥ ધૃ ॥

ચંદ્રકાંન્તા— ૪૫

માણસ ધારે મન મહીં ધણીનું ધાર્યું થાય
કોટી યત્ને સંભાળીએ થાવાનું તે થાય
મેં કર્યું ને હું કરૂં છે મીથ્યા મન્ન તરંગ
કરનહાર છે શ્રી હરી જાણે જ્ઞાની જંન્ન

બાળ—

કૃષ્ણ જન્મ્યા કાળે અહે રામ ગયા વનવાસ
તો મનુષ્યની શી ગણત્રી ભાવી ભોગવે ખાસ
પ્રાલબ્ધ પ્રમાણે ભોગવે સુખ દુખ મનસાદેહ
નીમીન્ત માત્ર મન માનીયે કર્તા કારણ એહ

બાળ— ૪૬

સાચી સતી સાવીત્રી સરખી પ્રીયામે પરખી પ્રેમ પનોતી આજ

ચંદ્રકાન્તા—

નહી નહી નાથજી મારા હૈયાના હારા નારીતણું એ કાજ
ધર્મને ધરાવીને દુખથી આવે દીલ દાઝ ॥ સાચી ॥ ધ્રુ

બાળ—

વાહ વાહાવી આજ તારી શક્તી ભાળી મેં અપાર

ચંદ્રકાન્તા—

પતી પ્રેમનો પ્રકાર સતીઓને સાર સાર
સુખ સાર આલ નાર એક પ્રાણ ધાર ॥ સાચી ॥ ૧

સાખી.

કાયા કંચન સારખી કથીર સમી થઇ શ્યામ
નૂર સુર શરવે ગયું રહ્યું ન કેવળ નામ ॥ સાચી ॥ ૨

બાળ—

તન ખાખ ચઢી તુજ તારૂણી વન વાખ રહિ દીન દામ
સંકટ સોસ્યું સો ગણું તે કારણ તન શ્યામ ॥ સાચી ॥ ૩

કૃષ્ણ શાસ્ત્રી ૬૭

રાખ્યું નામનું નીર બાહુડા તેતો રાખ્યું નામનું નીર
॥ ધ્રૂ ॥
સ્વામીની સેવા સાચી જણાવી જે પાય પડયાં જંજીર
॥ બા ॥૧
ખડગ ગ્રહીને ખડગ રહીને જણાવ્યું જવાહીર ॥ બા ॥૨
હીંમતની અતિ કીંમત કરાવી ધારી હૈયામાં ધીર ॥ બા ॥૩
વીશ્વેશ્વરની કૃપા વડે હવે બાળ ચંદ્ર થાઓ સ્થીર
॥ બા ॥૪

રાજા ચૈયતસિંહ ૪૮

શું વર્ણવું ત્હારી બલહારી નામ તણું નીર રાખીને ભારી
શકતી દાખવી સારી ॥ શું વર્ણવુ ॥ ધ્રૂ ॥
નીમક હલાલીની નેકી બતાવી
ટેક નીભાવી મ્હારી ॥ શું વર્ણવું ॥૧

સર્વ પાત્રો સાથે— ૪૯

વીશ્વનાથ જોડી હાથ સાથ સરવે મળી
કરીએ વીનતી વીભુ ધરો ધ્યાન ધ્યાન ધ્યાન ॥ ધ્રૂ ॥
કૃપા કરી ભવ ભય હરી નીજ પદ ધરી મુકતી કરી
ચરણ કમળમાં રાખો પાસ શંભુ સેવા કરવા ખાસ
રે કૃપાળ પ્રણત પાળ ખાસ વાસ ચરણે આલ
જન્મ મર્ણ નીજ જાળ તેહ તણી તું આપદ ટાળ

બંમ બંમ ભોળા બંમ બંમ ભોળા સેવકને સંભાળશો
રે કરણી નથી તરણી વડી વરણી અરે મારી
રૂંમ ઝુંમ છુમ છુમ છા ત્રુમ ત્રુમ કીટ તક્ ધા
શીવહર શીવહર સુખકર સ્નેહ
દીલભર દીલભર દુખહર નેહ
સા સા સા રીસાનીધ પપપ મગરેસા
તક્ ધીન કીટ તક્ ધા તક ધીન કીટ તક્ ધા
તક્ ધીન કીટ તક ॥ બંમ બંમ ॥ ॥ ૧ ॥



# વિજ્ઞપ્તિ

આ સુબોધીક ખેલના ગદ્યાત્મક ભાષણો મારા મરહુમ મીત્ર મોઘાભાઈ ઊર્ફે માણેકરાય હરપ્રસાદ દેશાઇ ના. ચી. વસંતે—પોતાના પ્રથમ પ્રયાસે કર્યા છે જેથી તેમાં કાંઇ સુધ્ધા સુધ્ધ અથવા લાવણ્યતાની ન્યુનાધીકતા જણાઈ આવે તેની સજ્જન શ્રોતા ક્ષમા બક્ષસે એવી આશા છે.

એક એકડા વીનાના શો મીડાં જ્યમ સુન્ય
(ત્યમ) ખેલ રચ્યો મેં ખંતથી પણ માણીકની રહી ન્યુન્ય

કર્તા

**ભ. ના. ગાંધી**



